# જામ સાહેબ : જાહેર પ્રજામતની તુલામાં

લેખક

જી. આર. અભ્યંકર

પ્રકાશક

મંત્રીઓ, અખિલ હિન્દ દેશી
રાજ્ય પ્રજાપરિષદ્, સરવન્ટસ
ઓફ ઈન્ડીઆ સોસાયટી
હોમ : સેન્ડહર્સ્ટ રોડઃ મુંબાઈ

નામદાર જામ સાહેબે, તેમના પાટનગર નવાનગરમાં, નામદાર લોર્ડ ઇરવીન અને લેડી ઇરવીનના માનમાં આપેલી મ્હેફીલ વેળા, એ બન્ને અતિથિઓનું દીર્ઘાયુ ઇચ્છનારૂં જે ભાષણ કર્યું તે ભાષણમાં, આજે કેટલાક હિન્દી નૃપતિઓને મ્હોંએથી રજૂ થઇ રહેલો ભયંકર દાવો અતિ સ્પષ્ટ રીતે રજૂ થયેલો દેખાય છે. જામ સાહેબે 'વીલ્યમ-હસ્કર મંડળી'ને વિલાયત મોકલવામાં અગ્ર ભાગ લીધો છે: અને એટલે, તેમના ભાષણને, આપખુદ સત્તાના આધુનિક સમર્થકોના વિચારોનો વફાદાર પડઘો પાડનારા ભાષણ તરિકે ગણી શકાય તેમ છે. જામ સાહેબે દાવો નોંધાવ્યો છે કે બ્રિટિશ હિન્દુસ્થાનમાં ભાવી બંધારણનું ગમે તે સ્વરૂપ હોય, પણ દેશી રાજ્યોનું રાજદ્વારી એકમો તરિકેનું અસ્તિત્વ, બ્રિટિશ હિન્દથી સ્વતંત્ર અને નિરાળું જ કાયમ રહેવું જોઇએ. તેમણે આગળ જતાં બીજી માગણી કરી છે કે 'બ્રિટિશ હિન્દના બનાવોમાં માથું મારવાની અમારી જરા યે

ઇચ્છા નથી અને અમારા ગૃહવ્યવહારમાં બહારથી દરમ્યાનગીરી થાય એ અમને ગમતું નથી.' પરસ્પર બીનદરમ્યાનગીરીનો આવો બડો દાવો તો એ જ રાજાના મ્હોંમાં શોભે, કે જે રાજદ્વારી સ્વાધીનતા, આંતરરાષ્ટ્રીય અસ્તિત્વ અને બ્રિટિશ હિન્દની સરકાર સાથે સમાનતાનો દાવો કરી શકતો હોય. જામ સાહેબ સાવ ભૂલી જતા દેખાય છે કે, પોતે નામદાર શહેનશાહની સરકારના હિન્દના પ્રતિનિધિ હિન્દી સરકારના તાબેદાર માંડલિક માત્ર છે. આ તાબેદાર સ્થિતિમાં, હિન્દી સરકાર નામથી ઓળખાતી યંત્રરચના દ્વારા બ્રિટિશ હિન્દમાં રાજ્ય ચલાવતી સાર્વભૌમ સત્તાના પ્રશ્નોમાં, દેશી રાજ્યોને માથું મારવું પાલવે જ નહીં. દેશી રાજ્યો, તેમની ઉઘાડી રીતે તાબેદાર અને ઉતરતી પંક્તિની સ્થિતિને કારણે, હક્ક તરિકે, બ્રિટિશ હિન્દના વ્યવહારોમાં દરમ્યાનગીરી કરવાની સત્તાનો દાવો કરી શકે જ નહીં.

પણ એનો વિપર્યય-હિન્દી સરકાર દેશી રાજ્યોના વ્યવહારમાં માથું ન મારી શકે એ દાવો-સાચો નથી. હિન્દી સરકારને, રાજાધિરાજના તેના ચડીયાતા દરજ્જાને કારણે, દેશી રાજ્યોના વહીવટમાં માથું મારવાનો અવશ્ય હક્ક છે. રાજસ્થાની હિન્દનો લશ્કરી કાબુ, બ્રિટિશ સાર્વભૌમત્વના આભૂષણ તરિકે, હિન્દના ગવર્નર જનરલને સોંપવામાં આવ્યો છે. રાજસ્થાનોમાં

સુલેહ જાળવવી એ તેની ફરજ છે. આ ફરજના આવશ્યક પરિણામ તરિકે, સાર્વભૌમ સત્તાને માટે અથવા તો તેના વતી હિન્દી સરકારને માટે, કોઇ દેશી રાજ્યનો કારોબાર સુલેહભંગ અગર અંધાધુંધીનો ઉત્પાદક નથી નીવડતો એ જોતા રહેવું એ પણ એટલું જ આવશ્યક છે. દેશી રાજ્યના ગેરવહીવટના પરિણામે આંતરિક ખળભળાટ, અગર બંડ, અગર બળવો નીપજે એ અનિવાર્ય છે. જો સાર્વભૌમ સત્તા એક જ વખત કાયમને માટે જાહેર કરી દે કે કોઇ રાજ્યના ગેરવહીવટને કારણે ત્યાં જન્મેલો આંતરિક ખળભળાટ હિન્દી સરકારના લશ્કરની મદદથી દાબી દેવામાં નહીં આવે, તો કેટલાયે હિન્દી રાજાઓની અને તેમના વંશની હયાતી ઉપર દરેક પળે જોખમ ઝઝુમ્યા કરશે. એકહથ્થુ શાસન જ્યારે આપખુદ જુલ્મ અને ગેરવહીવટને કારણે અસહ્ય બની જાય, ત્યારે તેની સામે બળવો માંડવો અને તે ધુંસરી ફેંકી દેવી એ પ્રજાનો જન્મહક્ક છે. પણ આ હક્ક અગર આપખુદ રાજાઓના અમર્યાદિત અધિકાર ઉપરની આ મર્યાદા, બ્રિટિશ સરકારની બળવાન્ સત્તાએ દેશી રાજ્યોને આપેલા રક્ષણને પરિણામે આવ નિર્જીવ બની ગયાં છે. એટલે જ, બ્રિટિશ સરકારને, સાર્વભૌમ સત્તા તરિકે, દરેક દેશી રાજ્યના વહીવટમાં દરમ્યાનગીરી કરવાનો હકક પ્રાપ્ત થાય છે. અને એટલે, પોતાના આંતરિક વહીવટમાં પણ, દેશી રાજાઓની સર્વસત્તાધીશતા

સંપૂર્ણ અને અમર્યાદિત નથી, પણ અપૂર્ણ અને મર્યાદિત છે. સુકારભાર ચલાવવો, પ્રજાને સંતુષ્ટ રાખવી અને તેમને મરણીઆ બનવા જેટલી ન ઉશ્કેરવી, એ તેમની સર્વસત્તાધીશતા ઉપર રહેલી મર્યાદાઓ અને ફરજો છે.

જામ સાહેબના જેવા હિન્દી રાજાઓ આ મધ્યસ્થ સત્ય ભૂલી જતા દેખાય છે. પરસ્પર બીનદરમ્યાનગીરીની તેમની બડી બડી વાતો વાહિયાત છે, એટલું જ નહીં પણ ઉંધે માર્ગે દોરનારી છે. અમે જામ સાહેબને એક સીધો જ સવાલ પૂછીએ છીએ કે અસંતોષના પરિણામે તમારી પ્રજા બળવાનો ઝુંડો ફરકાવે તો, તમે સાર્વભૌમ સત્તા પાસે મદદ માટે વિજ્ઞાપન કર્યા વિના રહેશો ખરા ? ટોંક રાજ્યનો અનુભવ બતાવે છે કે, કોઇ પણ દેશી રાજાના કિસ્સામાં આવી આપદની પરિસ્થિતિ ઉભી થાય તો, તે આત્મરક્ષણને માટે સાર્વભૌમ સત્તાની મદદ માગે એ સ્વાભાવિક છે. રાજાઓનો આ વિશ્વાસ જ, તેમને તેમની પોતાની પ્રજાની ઇચ્છાઓની અવગણના કરતા બનાવી દે છે. દેશી રાજાઓ આશા રાખે છે—અને તેમને વિશ્વાસ પણ છે—કે તેમની પ્રજા તેમની સત્તાનો અનાદર કરે તો, સાર્વભૌમ સત્તાનાં સંગીન તેમને તેમનાં સત્તા—સિંહાસન ઉપર ફરીવાર સ્થાપિત કરશે અને તેમની પ્રજાને તેમના આપખુદ શાસનને તાબે રહેવાની ફરજ પાડશે. જો તેમને આ ઓથ

ન હોય, તો તો દેશી રાજ્યોની પ્રજા તેમના રાજાઓની સાથે ઘડીના છઠ્ઠા ભાગમાં હિસાબ ચોકખો કરી નાંખે. ભૂતકાળમાં, બ્રિટિશ શાસનની સ્થાપના પહેલાં, આપણા રાજાઓ ભાડુતી સિપાઇઓ અને કાયમી લશ્કરો નિભાવીને, તેમની સત્તા સાબુત રાખતા. આજે દેશી રાજ્યોની પાસે, ગણાવી શકાય એવું લશ્કરીબળ લગીરે રહ્યું નથી. તેમનાં આજનાં કહેવાતાં લશ્કરોને કોઇ જાતની લશ્કરી તાલીમ હોતી નથી, અગર લડાઇનાં સારાં હથિયારો હોતાં નથી. દેશી રાજ્યોમાં રાજાઓ અને તેમની પ્રજા વચ્ચે લડાઇ થાય, અને રાજાને બ્રિટિશ સરકારનું રક્ષણ ન મળે તો, તેને દિવાલ સાથે માથાં પછાડવા શિવાય બીજો કોઇ આરો નથી. એટલે, અમે કહીએ છીએ કે, સાર્વભૌમ સત્તાએ તેમને રક્ષણ આપવાનું જે વચન આપેલું છે, તેમાં જ દેશી રાજ્યોના રાજકર્તાઓના વંશવારસોના અભયનું રહસ્ય રહેલું છે. આ સાફ સાફ સ્થિતિ છે એ જોતાં, પરસ્પર બીન-દરમ્યાનગીરીનો દાવો કેવો હાસ્યાસ્પદ અને શેખીખોર લાગે છે? સમોવડીયા આવી વાતો કરે એ સમજી શકાય તેવું છે. એક માંડલિક તેના રાજાધિરાજ સાથે વાત કરતી વેળા આવી ભાષા વાપરે, એ તેના મુખમાં એકદમ અજુગતી લાગે છે.

દેશી રાજ્યો બ્રિટિશ હિંદથી સ્વતંત્ર હોવાં જોઇએ એવી જામ સાહેબની બીજી દલીલ પણ એટલી જ લૂલી અને ભૂલભરેલી છે. દેશી રાજ્યો આજ સુધી હિંદ

સરકારનાં માંડલિક ગણાતાં આવ્યાં છે. તેઓ હિંદી સરકારનાં પરદેશી ને રાજપ્રકરણી ખાતાના તાબામાં છે. હિંદી સરકારની સત્તા તેમની પ્રતિષ્ઠા જાળવે છે. એટલા માટે, હિંદી સરકારથી સ્વતંત્ર હોવાનો તેમનો દાવો નર્યો આડંબર જ છે. જો દેશી રાજાઓ હિંદી સરકારનો કાબુ કાઢી નાંખવા માંગતા હોય, તો તેને બદલે બીજી કઇ સત્તાનો કાબુ સ્વીકારવાની તેમની ઇચ્છા છે ? કે તેઓ કોઇ પણ સાર્વભૌમ સત્તાથી તદ્દન સ્વતંત્ર જ રહેવા ઇચ્છે છે ? તેઓ એવું શું ઇચ્છે છે કે તેમની આપખુદ સત્તા અમર્યાદ અને નિરંકુશ રહે ? જો તેઓની આવી મહત્ત્વાકાંક્ષા હોય તો અમે જામ સાહેબને પુનઃ પ્રાર્થના કરીએ છીએ કે આ માગણીનું વ્યાજબીપણું પૂરવાર કરનારાં કારણો અમને સમજાવો.

દેશી રાજાઓએ તેમની આજની સત્તા-મર્યાદા વિસ્તારવાની લાયકાત મેળવવા શું શું કર્યું છે ? તેઓએ એવી કઇ સેવા બજાવી છે કે જેના બદલામાં હિંદી સરકાર તેમનાં રાજ્યો પરથી બધો અંકુશ ઉઠાવી લ્યે ? શું આ માગણી આ યુગના ધર્મને અનુકૂળ છે ? સુધારાના અંતર્ગત સિદ્ધાન્તો સાથે આ માગણીઓ અનુરૂપ છે ? આત્મ-નિર્ણયના જે સિદ્ધાંત માટે છેલ્લા વિગ્રહમાં માનવ-લોહીની નદીઓ વહી તે સિદ્ધાંત સાથે આ માગણી સંગત છે ? આ યુગમાં તો આપખુદ શાસનને સ્થાને લોકશાસનના શ્રીગણેશ મંડાતા જાય છે. આવી માગણી

એ 'પીછે હઠ'નું જ પગલું છે, અને એને અનુમોદન નહીં જ મળવું જોઇએ. દેશી રાજાઓ વાઇસરોયનું ઉમળકાભર સ્વાગત કરવાના બદલામાં તેની પાસેથી બીન-દરમ્યાનગીરીની મહેરબાની માગી લ્યે છે, એટલા માટે જ શું એ આપખુદ નરેન્દ્રો એ સ્વતંત્રતાને લાયક ઠરી જાય છે ?

અમને કહેવામાં આવ્યું છે કે જામનગરમાં વાઇસરોયના સ્વાગતનું જામસાહેબનું એકલાનું જ ખર્ચ અડસટ્ટે ૨૫ લાખ રૂપિયાનું અંકાય છે. આ ભારે તમાશામાં ખર્ચાયેલાં નાણાંનો ચોક્કસ આંકડો કેટલો થયો છે તેની અમને ખબર નથી. અમે જામ સાહેબને પૂછીએ છીએ કે હિંદી સરકારના વડા સાહેબની ખડે પગે પરોણાગત કરવામાં, તેમણે ૨૫ લાખ રૂપિયા જેવડી જે જબ્બર રકમ ફના કરી નાંખી, તે ફના કરતાં પહેલાં તેમણે તેમની સલાહકારક સભાના સભ્યોનો અભિપ્રાય માગ્યો હતો ? તેમણે જે નાણાંની ઉડાઉ-ગીરી કરી નાંખી એ નાણાં કોનાં ? કેટલા પરિશ્રમે એ નાણાં પાકયાં છે ? ઉપરા ઉપરી દુષ્કાળોથી હતાશ થયેલી રાંક રૈયતના—જામનગર રાજ્યના ખેડુતોના—પરસેવાનો એ પૈસો હતો. જે ગરીબ પ્રજાને લાગે આ ભવ્ય ઠાઠમાઠ ઉજવાયો તેમનો આ પરત્વે અભિપ્રાય પૂછવામાં આવ્યો હતો ખરો ? અને જો અભિપ્રાય ન્હોતો પૂછવામાં આવ્યો, તો પછી પ્રજાને લૂંટીને આવા રંગરાગમાં

તેનાં નાણું ઉડાવવાનો જામ સાહેબને શો અધિકાર હતો? ગવર્નરો અને વાઇસરોયો સમા પ્રતિષ્ઠિત મ્હેમાનોના સ્વાગત માટે વ્યાજબી ખર્ચ બેશક સર્વ કોઇ કરી શકે, પણ જે રીતે આંખો મીંચીને જામનગરમાં પ્રજાનાં નાણાંની ઉડાઉગીરી કરવામાં આવી છે તે રીતની ફનાગીરી તો સૌ કોઇને સજ્જડ બનાવી ઘે તેવી છે. વડા અધિકારીઓને ખુશ રાખવાની ખાતર જ, તેમ જ તેમની આગળ પોતાનો વૈભવ ને ઠાઠમાઠ ખડો કરવાની ખાતર જ, મોટા અમલદારોની આરાધનામાં જામ સાહેબે આશરે ૭૫ લાખ રૂપિયા ફના કર્યાં છે. તેમાં યે, વાઇસરોયની આ એક જ મુલાકાત પાછળ, જામ સાહેબ ૨૫ લાખ રૂપિયા ખર્ચી નાંખે, એ આચરણ તો સખ્તમાં સખ્ત ઝાટકણીને પાત્ર છે. પોતાની મુલાકાત વેળા જામનગરની પ્રજા પાસેથી લૂંટીને ૨૫ લાખ રૂપિયા ખર્ચવામાં આવ્યા છે એ વાત વાઇસરોય સાહેબ જાણે તો તેના અંતરમાં કેવી લાગણીઓ થશે?

શહેનશાહનો પ્રતિનિધિ, જે રાજ્યની મુલાકાત લ્યે તે રાજ્યની પ્રજા પ્રતિ પણ તેની ભારે જવાબદારી રહેલી છે તેનો એ ખ્યાલ રાખતો રહે, એ અત્યંત આવશ્યક છે. પ્રજાનાં નાણાંની આવી ઉડાઉગીરી, એ રાજ્યના નિઃશબ્દ ને નિરાધાર લાખો પ્રજાજનોનું કંઇ કલ્યાણ સાધશે કે નહીં, એની વાઇસરોય જેવા જવાબદાર સમ્રાટ-પ્રતિનિધિએ ગણતરી રાખવી જ

જોઈએ એ શું જરૂરનું નથી? આ રાજયોના પ્રવાસ દરમ્યાન વાઈસરોયે પ્રજાના એક પણ પ્રતિનિધિને મળવાની, તેનું દૃષ્ટિબિંદુ સમજવાની, કે કોઈ પણ પ્રસંગે જનતા સાથે ભેળાવાની જરાયે તસ્દી લીધી હતી ખરી? જો આવો પ્રયત્ન ન થતો હોય, તો જેથી રાજભંડાર વેડફાઈ જાય ને રંક પ્રજાને માથે કરનો બોજો વધે એવી મુલાકાતોએ જવું એ તેમને માટે વ્યાજબી છે?

રાજાઓ રાજપ્રકરણી અમલદારોને પ્રસન્ન કરવા પાછળ પાગલ બને છેત્યારે, તેઓ તેમના પ્રજાજનોના અભિપ્રાયોની પરવા છોડી દે છે: અને શહેનશાહના પ્રતિનિધિને ભવ્ય સ્વાગત અર્પવામાં તેમનો એકજ હેતુ હોય છે—અને તે વડા સાહેબને ખુશ ખુશ કરવાનો. તેઓ એમ માને છે કે મહામૂલી મ્હેફીલો, દિલચસ્પ શિકાર—સહેલગાહો, અને ભવ્ય સ્વાગત—સમારંભો દ્વારા જ પ્રાંતના ગવર્નરો અને વાઈસરોયોની મહેરબાની મેળવી શકાય છે. તેમના પોતાના પ્રજાજનોના અભિપ્રાયોની તેમને પાઈભાર પણ પરવા નથી, અને રાજ્યનાં ધનભંડાર આવી રીતે વેડફાઈ જવાથી કેવાં ભયંકર પરિણામો નીપજશે તેની પણ તેમને જરા યે ચિંતા હોતી નથી. દેશી રાજાઓનો આવો વર્તાવ તેમની આપખુદીને બરાબર બંધબેસતો છે. પણ સમ્રાટના પ્રતિનિધિઓ તો જુદા જ સંજોગોમાં અને જુદા જ વાતાવરણમાં ઉછર્યા હોય છે. પોતાના સ્વાગત માટે આટલા ભારે ખર્ચો થાય એ એમ

વ્યાજબી છે, એ વસ્તુ તેમણે સમજવી ઘટે છે. રાંક પ્રજાના ભોગે અને બીનજવાબદાર નરેંદ્રોને નામે શાહી અમલદારો જ્યારે આવી મોજ માણતા હોય ત્યારે, આવા પ્રવાસોના અતિ વ્યવસાયી કાર્યક્રમોમાંથી થોડી ક્ષણો ફાજલ પાડીને દેશી રાજ્યોની પ્રજાની સાચી હાલતથી વાકેફ થવાનું, દેશી રાજ્યોના વાલી તરીકે, તેમનું કર્તવ્ય ખરૂં કે નહીં?

જામસાહેબ પોતાની સ્વતંત્રતાનો દાવો રજુ કરે છે અને તેના સમર્થનમાં ભૂતકાળનો ઇતિહાસ, પ્રાચીન પ્રણાલિકા, રાજકુળની પ્રતિષ્ઠા, ખાસ અધિકાર અને સંધિપત્રોના કરારના આધાર ટાંકે છે. જામ સાહેબની કુળપરંપરા ને કરારનામાની સમીક્ષા કરીએ તો તે એકે રીતે પ્રમાણભૂત લાગતાં નથી, અને તેમને આધારે આગળ થયેલા ઉંચા દાવાઓનું તે લગીરે સમર્થન કરતાં નથી. ૧૮૦૮માં તે સમયના જામસાહેબ સાથે થયેલી પહેલી જ સંધિથી તેમને ચાંચીયાનો ધંધો બંધ કરવો પડયો, અને દરિયાઇ તોફાનથી પોતાને કિનારે તણાઇ આવતા વહાણો ઉપરના સઘળા હક્કો છોડી દેવા પડ્યા. આ સંધિથી, કોઇ પણ પ્રકારની ચાંચીયાગીરીની પરવાનગી નહીં આપવાને અને તેમના બંદરમાં આવી પડેલી કમનસીબ નૌકાઓ પર જુલ્મ નહીં થવા દેવાને, જામ સાહેબ બંધાયા: પણ ૧૮૧૧માં જામ સાહેબનું તોફાન એટલું બધું વધી પડયું કે બ્રિટિશ સરકારને શસ્ત્રબળથી

તેમને તાબે કરવાની જરૂર પડી. ૧૮૧૨માં જામના રાજ્યમાં એક બ્રિટિશ અમલદારનું ખૂન થયું; છેવટે તેમની સાથે કરાર થયા કે તેમણે ગુન્હેગારોને સોંપી દેવા, અને 'દૂધપીતી' કરારના ભંગ માટે ૫૦૦૦ રૂપિયાનો દંડ પણ ભરવો. એ જ સાલમાં જામે કચ્છના રાવને ખંડણી આપવા ના પાડી; પોતાના રાજ્યમાંથી બ્રિટિશ સરકારના પ્રતિનિધિને કાઢી મૂકયો; પોતાની સ્વતંત્રતા મેળવવા તૈયારીઓ કરી અને સાર્વભૌમ સત્તા સામે અન્ય ઠાકોરોને ઉશ્કેર્યા. પણ આખરે તેને વશ થવું પડયું. અને તેને સખ્ત અપમાનકારક નવા કરારનામા ઉપર સહી કરવાની ફરજ પડી. આ પછીના કરારો પણ, જામ સાહેબ આજે દમામભરી રીતે સ્વાધીનતાના જે અધિકારોનો દાવો આગળ કરી રહ્યા છે તેનું સમર્થન કરતા નથી. કરારનામાંની અને કુળપ્રણાલિકાની જામ સાહેબે કરેલી શોખી, તેના પરનો અંકુશ ઢીલો કરવાની નીતિનું સમર્થન કરતી નથી, એટલું જ નહીં પણ ઉલટી એવી માન્યતા દૃઢ કરે છે, કે જો જામ સાહેબની આપખુદ સત્તા કોઇપણ રીતે વધશે તો, તે તેની પોતાની પ્રજાને ત્રાસરૂપ નીવડશે, અને તે ઉપરાંત કાઠિયાવાડનાં બીજાં સર્વે બંદરી રાજસ્થાનોને અને સાથોસાથ સર્વોપરિ સત્તાને પણ કાયમી દહેશતરૂપ બનશે. અમે જામ સાહેબને આહ્વાન કરીએ છીએ કે અત્યારે

તમે સ્વતંત્રતાની જે માગણી કરી રહ્યા છો તેને વ્યાજબી પુરવાર કરે એવાં બ્રિટિશ સરકાર સાથેનાં તમારાં કરારનામાં અને તમારી પ્રાચીન કુળ-પ્રણાલિકાઓના આધાર અમને ટાંકી બતાવો.

જામ સાહેબે કરેલો બાહ્યાડમ્બર એટલો પારદર્શક અને કલંકદાયી છે કે તેમનું ભાષણ ઉપલક નજરે વાંચનારને પણ, તેમનો રાજ્યકારભાર કેવો એકદમ પછાત છે તેનો સહેજે ખ્યાલ આવી જશે. જામ સાહેબે, તેમના રાજ્યની નિશાળે જવાને ઉમ્મર લાયક પ્રજાના કેટલા ટકા શિક્ષણ લ્યે છે તેનો અને રાજ્યની કુલ ઉપજના કેટલા ટકા કેળવણી પાછળ ખર્ચાય છે તેનો ઉલ્લેખ કરવાનું ઇરાદાપૂર્વક માંડી વાળ્યું છે. તેમણે જ્યારે તેમના રાજ્યમાં થયેલા ખેતીવાડીવિષયક સુધારાનું છટાદાર વર્ણન કર્યું, ત્યારે તેમના ગરીબ ખેડુત ઉપર કરવેરાનું કેટલું ભારણ છે તે જાહેર કરવાની પણ તે સાહેબ હીમ્મત નથી કરી શકયા. પણ તેમણે જે એક સ્પષ્ટ ઉદાહરણ આપ્યું તે, રાજ્યના દુષ્કાળપીડિત ખેડુતોનાં દુઃખ હરવામાં આ રાજા કેટલા ઉદાર છે તે બતાવી આપે છે. જામસાહેબ કબુલ કરે છે કે ચાર દુષ્કાળ ગણતાં કુલ દશ વર્ષો નબળાં નીપજ્યાં છે, અને એ વર્ષોમાં અપાયેલી માફીનું પ્રમાણ દર વર્ષે બે લાખથી ઓછું આવે છે—જ્યારે તે ગાદી ઉપર આવ્યા ત્યારથી તેમણે [illegible] [illegible] દર વર્ષે લગભગ

ચાર લાખ ખર્ચ્યા છે ! દુષ્કાળપીડિત વિસ્તારની સાથે સરખાવતાં, આ રકમ કેવી એકદમ હાંસીજનક લાગે છે તે કહેવું બીનજરૂરી છે. માત્ર તાજુબી એ થાય છે કે જામ સાહેબ પોતાની ઉદારતાનું પ્રદર્શન કરવા આ આંકડાઓને નચાવવાની ધૃષ્ટતા કરી શકે છે.

પોતાના રાજ્યના કૃષિકારોને વૈજ્ઞાનિક શિક્ષણ આપવાને તે કેવી ઉત્કંઠા ધરાવે છે તે તો, તેમણે તેમના ત્રણ ભત્રિજાઓને રાજ્યને ખર્ચે વિદ્યાભ્યાસ અર્થે વિદેશ મોકલ્યા છે—જેઓ પાછા ફરતાં જ રાજ્યમાં મોટા પગારથી રાખી લેવામાં આવશે—તે હકિકત ઉપરથી જ દેખાઇ આવે છે. પોતાના આ અત્યંત સ્વાર્થી કૃત્યને માટે, જામ સાહેબ, તેમની પ્રજા અને ખાસ કરીને તેમના ખેડુતો તેમનો અહેશાન માને એમ લાગે છે !

આમ, જામ સાહેબ, જ્યારે પોતાના રાજકારોબારનો ઠીક ઠીક સારો હિસાબ પણ ન આપી શકયા, ત્યારે તેમના અંતરાત્માએ તેમને દંશ દીધો લાગે છે. એટલે જ, તેમણે, થોડાં વર્ષો પહેલાં સલાહકારક સભાની સ્થાપના કર્યાનો ઉલ્લેખ કર્યો દેખાય છે. અમે જામ સાહેબને પૂછીએ છીએ કે, આ સભાના કેટલા સભ્યો ચુંટાય છે ? તેઓ કેટલી વખત મળે છે ? કયા કયા પ્રશ્નો ઉપર વિચારણા ચલાવે છે ? જામ સાહેબે જ્યારે બેશરમીપૂર્વક સલાહકારક સભાની સ્થાપનાની વાતો કરી, ત્યારે રાજ-

દ્વારી સુધારાઓને માટે પોતે કશું જ કર્યું નથી એવી અજ્ઞાનતાએ તેમને ખૂબ જ હેરાન કરી મૂકયા હોવા જોઇએ એમ લાગે છે. અમે જામ સાહેબને જાહેર રીતે નીચેના સવાલો પૂછીએ છીએ અને તેના જવાબો માંગીએ છીએ: તમારા રાજ્યની વસ્તીમાં કેળવણીનું પ્રમાણ શું છે? તમારા રાજ્યની રૈયતમાંથી લાયકાત ધરાવનારા અમલદારો કેટલા મેળવી શકયા છો? તમારી પ્રજાને શિક્ષણ આપવા તમે કેટલું ખર્ચ કરો છો? તેનું પ્રમાણ શું છે? તમારા રાજ્યમાં કેટલી પંચાયતો, કેટલી સુધરાઇઓ, કેટલાં તાલુકાબોર્ડો અસ્તિત્વ ધરાવે છે? તેમાં ચુંટણીનું ધોરણ પ્રવર્તે છે? તમે આરોગ્યને માટે કેટલું ખર્ચ કરો છો? તમારા રાજ્યમાં એને નામે કેટલા કરવેરા લેવાય છે? તમારી મોટાઇની શરણાઇ વગાડવા તમે કેટલી ઉડાઉગીરી કરો છો? તમારા પરદેશી મ્હેમાનોને મોજ કરાવવામાં કેટલો ધુમાડો કરો છો? તમારા રાજ્યમાં એકે વર્તમાનપત્ર છે? તમારી પ્રજાને તેનાં સુખદુઃખ વ્યકત કરવાની તમે એક્કે તક આપી છે? જો જામ સાહેબ આ પ્રશ્નોના સાચા અને પ્રમાણિક જવાબ આપે તો, એ જવાબો ચોકખેચોકખું બતાવી આપશે કે જામ સાહેબે સુશિક્ષિત રાજા તરિકે તેના રાજ્યનો કારભાર ચલાવવામાં કરૂણ નિષ્ફળતા મેળવી છે.

અને જામ સાહેબના ભાષણનો ધૃષ્ટમાં ધૃષ્ટ ભાગ તો હજી આગળ આવે છે. જામ સાહેબ કહે છે કે 'બ્રિટિશ

હિન્દુસ્થાનની રીતિએ પ્રગતિ સાધવાની મારી પ્રજાની ઇચ્છા હોય તો, તેમની એ આકાંક્ષાઓનો ઉત્સાહભર્યો પ્રત્યુત્તર આપવામાં હું પાછી પાની નહીં કરૂં.' આ વચનોનો સાફ સાફ અર્થ એ થાય છે કે જામ સાહેબ તેમની પ્રજાને હકકો બક્ષવાને એકદમ ખુશી છે, પણ લોકો એવું પ્રગતિશીલ રાજતંત્ર માંગતા નથી. કાં તો લોકો મૂર્ખ હોવા જોઇએ અને કાં તો જામસાહેબ ધૂર્ત હોવા જોઇએ. બ્રિટિશ હિન્દુસ્થાનના તેમના બાંધવોને મુકાબલે જામનગરના લોકો માનસિક, નૈતિક કે શારીરિક વિકાસમાં ઉતરતા હોય એવું જાણવામાં નથી. અમદાવાદ નામનો બ્રિટિશ જીલ્લો, જે કાઠિયાવાડની અડોઅડ છે અને જે દરેક રીતે કાઠિયાવાડના સ્વજન જેવો છે, તે તો જાહેર જાગૃતિની અને પ્રતિનિધિસંસ્થાઓ માટેની લાયકાતની વિસ્મય પમાડે એવી નિશાનીઓ બતાવી રહ્યો છે, અને સ્વરાજ્યને માટે તેમ જ આત્મનિર્ણયને માટે એક પગે થઇ રહ્યા છે. જો, સહાનુભૂતિહીન અને વિદેશી નોકરશાહીના રાજ્યમાં પણ તેમણે સાધેલી પ્રગતિનું આ માપ હોય તો, નવાનગરની પ્રજા, પોતાને સુશિક્ષિત રાજકર્તા તરિકે ઓળખાવવા નીકળેલા આપખુદ રાજાના સ્વરાજ્યમાં અજ્ઞાનના ગારામાં શા માટે આટલી બધી ખુંચેલી હોવી જોઇએ? અત્યંત ગરીબાઇના કીચડમાં શા માટે આટલાં બધાં તરફડીયાં મારતી હોવી જોઇએ?

નવાનગરની પ્રજામાં કંઇ સ્વભાવગત ખામી છે જ નહીં : ઉલ્ટું, આપણે જોઇએ છીએ તેમ, કાઠિયાવાડના શ્રેષ્ઠ બુદ્ધિશાળી માણસો, અનુકૂળ ક્ષેત્રના અભાવે કાઠિયાવાડ છોડી ગયા છે અને તેમણે બ્રિટિશ હિન્દનાં શહેરોને સમૃદ્ધ બનાવ્યાં છે. આદમજી પીરભાઇ, વિઠ્ઠલદાસ ઠાકરશી, ઇબ્રાહીમ રહીમતુલા, લલ્લુભાઇ શામળદાસ, મહમ્મદઅલ્લી ઝીણા વગેરે નરો બ્રિટિશ હિન્દના રાજકારણમાં વિશિષ્ટ સ્થાને શોભી રહ્યા છે. નવાનગરી પ્રજાને સ્વતંત્રતા અને પ્રોત્સાહન આપવામાં આવે તો, આત્મવિકાસનો અવસર આપવામાં આવે તો, કોઇ પણ સ્વમાનપ્રિય અને પ્રગતિપ્રેમી રાજ્યને અભિમાન લેવા યોગ્ય બુદ્ધિશાળી માણસોનું જુથ ઉત્પન્ન કરવું અને સુશિક્ષિત પ્રજામત તૈયાર કરવો એ શું નવાનગરને માટે જરા યે અઘરી વાત છે? જામ સાહેબની અમર્યાદિત આપખુદ સત્તાને પરિણામે પ્રજાનું જે નૈતિક પતન થયું છે, તે જ જામનગરી પ્રજા આજે મધ્યકાલીન અંધકારમાં ગોથાં ખાઇ રહી છે તેનું એકાકી કારણ છે.

છેલ્લાં વીશ વરસમાં નવાનગરના પ્રજાજનોને અવનતિમાંથી ઉગારી ઉન્નત કરવાના પ્રમાણિક પ્રયત્નો થયા હોત તો, આજે નવાનગર રાજ્ય કાઠિયાવાડનાં પ્રગતિમાન રાજ્યોમાં અગ્રેસર હોત. જામ સાહેબ, વિલાયતના પ્રજા–શાસનના વાતાવરણમાં ઉછર્યા છે, અને પશ્ચિમના પ્રદેશોની પ્રણાલિકા અને સંસ્કૃતિના જાણકાર છે છતાં,

તેમની પેઠે જેમને વિલાયતી રહેણીકરણીનો અને વિલાયતી સંસ્કૃતિનો લાભ નથી મળ્યો એવા બીજા રાજવીઓને મુકાબલે પણ, કારભારના કામમાં આવી લજ્જાસ્પદ નિષ્ફળતા પામ્યા છે, એ વિધિની શોકજનક વિચિત્રતા જ છે.

જામ સાહેબે તેમના ભાષણમાં એક વિશેષ ઉલ્લેખ એમ કર્યો છે કે "નામદાર વાઇસરોય પસંદ કરતા હોય તો મારી પ્રજાને તેની શક્તિ અનુસાર વહીવટમાં યોગ્ય હિસ્સો આપવા હું તૈયાર છું." આ ઉલ્લેખમાં સમાયેલી ધૃષ્ટતાનો તાગ કાઢવાને અમે અશક્ત છીએ. જામ સાહેબની પોતાની પ્રજાને વહીવટમાં યોગ્ય હિસ્સો આપવામાં તેમને નામદાર વાઇસરોયની પસંદગી ને પરવાનગીની શી જરૂર છે? જામ સાહેબના રાજ્યારોહણના કાળથી આજ સુધીમાં, આ વાઇસરોયે અગર તેના કોઇ પુરોગામીઓએ જામ સાહેબને તેની પ્રજાને સુધારા આપવાની કદી મના કરી છે? જામનગરની પ્રજાને અત્યારની અધમ ગુલામગીરીની અચેતન દશામાં રાખવાને, કોઇ વાઇસરોયે જામ સાહેબને સનદ આપી છે? આ વીશ વરસ જામ સાહેબે જે આપખુદ સત્તા ચલાવી છે તેમાં, કોઇ વાઇસરોયે સંમતિ આપી છે ખરી? ગેરવહીવટ ચલાવવાનો ઇશ્વરી અધિકાર કોઇએ તેમને બક્ષ્યો છે, ખરો? અત્યારની અમલદારશાહી આપખુદ વહીવટને,

નિઃશંક નીભાવી લ્યે છે, પણ એનો અર્થ એ નથી કે તેને તે કોઇ રીતે પસંદ કરે છે કે વખાણે છે.

અમે જામ સાહેબને એક વિશેષ સવાલ પૂછીએ છીએ કે તમે તમારી પ્રજાને સુશાસન અગર સ્વ-શાસનની બક્ષીસ કરવા માટે બીજા કોઇ વાઇસરોયની ઇચ્છાઓ જાણવાને, આગળ કદિયે પ્રયત્ન કર્યો હતો ખરો? આ વાઇસરોયની સંમતિનો નિર્દેશ કરીને તેમને અત્યંત મુંઝવણભરી પરિસ્થિતિમાં મૂકવાનું તમે શા માટે પસંદ કર્યું ? અમે ઇચ્છીએ છીએ કે લોર્ડ ઇરવીન આ પ્રસંગે જરા સ્પષ્ટભાષી બન્યા હોત અને જામ સાહેબને સમજણ પાડી હોત કે હિન્દના વાઇસરોય કે ગવર્નર જનરલ જેવા સર્વોપરિ સત્તાધીશની હાજરીમાં આવી શેખીખોરી ન ચાલી શકે, તો સારૂં થાત. લોર્ડ ઇરવીન તેની ઉંચી ગૃહસ્થાઇ અને તેના વિવેકને માટે પંકાયેલા છે. તેમણે સમજવું જોઇતું હતું કે જામનગરના રાજા જેવા ધૃષ્ટ નૃપતિઓની સાથેના વ્યવહારમાં તેમનો ઉંચો વિવેક અસ્થાને છે.

જામ સાહેબે, મહા યુદ્ધ વખતે તેમણે અને તેમની પ્રજાએ અર્પેલી સેવાઓનું આત્મસ્તુતિભર્યું બયાન કરી બતાવ્યું. આ વખતે, આ પ્રકારની આત્મપ્રશંસા કરવાનું ઔચિત્ય કોઇ જ નહીં સ્વીકારે. નવાનગરના લોકોએ 'વોરલોન'માં જરૂર સુંદર ફાળો આપ્યો છે. પણ જામ

સાહેબ આ લોનનો જાહેરમાં હિસાબ આપવાની કૃપા કરશે ? લોન તરિકે કુલ કેટલી રકમ એકઠી કરવામાં આવેલી ? આજે એ રકમ કોના નામે ઉભી છે ? એની માલિકી કોની છે ? એનું વાર્ષિક વ્યાજ કોને મળે છે ? આ પ્રકારના પ્રશ્નોના જવાબનું નિવેદન જામ સાહેબ બહાર પાડે અને તેમની પ્રજા તેની સચ્ચાઇને માટે ખાત્રી આપે, તો જામ સાહેબના ઉચ્ચારણોમાં વિશ્વાસ મૂકી શકાય.

આખરે, જામ સાહેબનું ભાષણ તેના વાંચનારના મન ઉપર એક જ છાપ મૂકી જાય છે અને તે એ કે જામ સાહેબે તેના રાજકારોબારનાં વીશ વર્ષોનો ઉચિત હિસાબ આપવામાં ખૂબ સંકોચ અને સંદેહ અનુભવ્યા છે. જામ સાહેબે આ પ્રસંગે જે લાંબો અસંબદ્ધ પ્રલાપ કર્યો તેમાં ભાગ્યે જ કંઇ સંગીન અગર ઉલ્લેખનીય તત્ત્વ હતું. આપખુદ રાજાને માટે, દમામદાર અને દંભી નૃપતિનો લેબાસ પહેરવો એ સાવ સહેલી વાત છે; પણ પ્રગતિશીલ અને સુશિક્ષિત નૃપતિ તરિકે પોતાના કારભારનો સાચો હિસાબ આપવો એ અઘરામાં અઘરી વસ્તુ છે. ડુબતો માણસ જેમ તણુખલાને પકડી લ્યે છે તેમ, નૃપતિ તરિકેની તેમની જબ્બર નિષ્ફળતાની મુંઝવણમાં, જામ સાહેબને પણ તેમના કારભારની પ્રગતિશીલતાના સાક્ષી તરિકે તેમના રાજ્યની મૃત સલાહકાર સભાનો આશ્રય લેવાની ફરજ પડી છે.

સલાહકારક સભાના આવા છલભર્યા ઉલ્લેખમાં રહેલી લજ્જા અને લાઇલાજી તો સાવ સ્વયંપ્રકાશિત છે : અને જામ સાહેબ, સંપૂર્ણ આપખુદ રાજા તરિકે તેમની પ્રજાની તેમજ સમસ્ત સુધરેલી દુનિયાની નજર સમીપ શિક્ષાપાત્ર અપરાધીના પિંજરામાં ખડા થાય છે.

